# अभीज्ञान शकुन्तला गायन रुपी नाटक.

પ્રગટકર્ત્તા.

માસ્તર નાનાલાલ વિ. મગનલાલ.

આવૃતી ૧ લી. પ્રત ૧૦૦૦

દુહો.

સજ્જન વાંચો મોદથી, નાટક નવીન રસાળ;
અથ ઈતી તક વાંચતાં, અંતર ઉપજે વ્હાલ.



અમદાવાદ.

"એંગ્લો વર્નાક્યુલર" પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું.

સંવત્ ૧૯૪૬-સન ૧૮૯૦.

કિમ્મત ૦—૨—આના.

# શકુન્તલા નાટકના ગાયનો.

## અંક ૧ લો.

### ઈશ્વર સ્તુતિ.

સર્વ પાત્રો— શાર્દુલ વિક્રીતા.

દુંદાળા દુઃખ ભાંગ અમારાં, પ્રથમ નમે છે પ્રેમ કરી;
શુરવર મુનીવર સૌ સંભારે, ધ્યાન સમાધી ચિત્ત ધરી.
વિશ્વંભર જગવ્યાપીક સઘળે, કર રક્ષા કરૂણાની પતી.
ભર ભરપુર ભંડાર અમારા, ગંભીર અદ્દભુત આપ ગતી.
નાટ્યારંભે નટવર શેવું, ધરણીધરનું ધ્યાન ધરી;
રોગ દોષ વ્યાધી પીડા તે, કરો નિકંદન કૃપા કરી.
આપ તણો છે એક ભરૂંસો, હરનીશ સંકટ તું હરજે;
"નાનો" કહે છે નેહ ધરીને, દોષ સદા મારી કરજે.

## અંક ૧ લો.

રૂષીઓના આશ્રમ પાસે રાજા દુષ્યન્ત શીકાર કરવા જાય છે. ત્યાં—

દુષ્યન્ત— (મુજ ઉપર ગુજરી—એ રાગ.)

અહા! છલંગ મારે સહું, બહુ હરણો ભમતાં;

કોમળ છે જેની કાય, રંગમાં રમતાં.
ભરે છે ફાળો ભરપુર, ગંભીરા ગોતી;
જેમ જોબનવંતી નાર, કટાક્ષે જોતી.
કરૂં અવાજ આ બંદુક, આવલ ઉડાડું;
ટેકેલાં મારૂં ઠાર, ગોળી ચોંટાડું.
રૂષીઓ—રાજેંદ્ર દુષ્ટનું કામ, કરો નહીં ભારી;
એ નીર અપરાધી જાત, નાંખો નહીં મારી.
તે પોત પોતાની મેળે, ચરે છે ચારો;
ખોટું નથી કરતાં કામ, માટે નહીં મારો.

વૈખાનસ— ગીતિવૃત.

मृगमीन सज्जना नाम, तृण जळ संतोष यथार्थ निज वृती
लुब्धक ढीमर पीशुनो, नीष्कारणो वैरीतणो जगती.

(રાજા હું મે કામકા ઔર ઈંદર મેરા-એરાહુ.)
મૃગલાં પોત પોતાની મેળે, જંગલ ચરવા જાય;
વણ અપરાધે શીકારી તેની, કરે છે જીવ હીંસાય.
મીન ફરે છે જળની મધ્યે, એનો શું અપરાધ;
જાળ નાંખીને મચ્છી મારો, કાવડ ધરતાં કાંધ.
સજ્જન સારા કામ કરીને, આડો વાળે આંક;
ચાડી ખોર ખરાબી કરવા, કરે વિચારો કાંક.
મારી વાત શ્રવણ કરો, સત્ય કહું છું રાય;
ગૌબ્રાહ્મણ પ્રતીપાળ તમે છો, દયા ધરો દીલ માંય.
ઋષીતણા આશ્રમની આગળ, કરવું ન ઘટે કામ;

માટે હે રાજેંદ્ર મનમાં, નારાયણુ લ્યો નામ.

દુષ્યન્ત— (ઘરસેં યા કૌન ખુદા કે.)

અહો રૂષીરાય તમે વેણુ કહ્યાં સત્ય મને;
મીઠો ઉપદેશ મળ્યો આપના આશ્રમ કને.
હવે ફરમાવો કામ તે કરૂં હું હોંશ ધરી;
તમારાં આશ્ર વાકયથી જઉં ભવ સીંધુ તરી.

(શકુન્તલા તેની સખીયો સાથે લતા મંડપમાં પ્રવેશ કરી છે.)

શકુન્તલા— (ધનાશ્રી ગજલ.)

બાગ ખીલ્યો છે અથાગ,શાણીરે સખી,બાગ ખીલ્યો છે અથાગ.
લતા મંડપમાં લ્હેર ઉડે છે, દ્રાક્ષ દાડમને સાગ. શાણી૰
મયુર શુડા શુક મેના બપૈયા, ઉડા ઉચ્ચારે રાગ, શાણી૰
શીતળ મંદ સુગંધીત વાયુ, તે સુખનો નહીં તાગ. શાણી૰
મધુકર પુષ્પ ગુંજાર કરે છે, નીર્મળ કેતકી નાગ. શાણી૰
સ્વામી વીનાનાં સુનાં જોબનીયાં, સુનું અખંડ સૌભાગ. શાણી૰

અનસુયા— (દક્ષણી લાવણી).

શાંન્તી દીલ ધરો, મધુર વાય વાયુરે— ટેક.
દીલ આરામ, પ્રગટે કામ, આડે જામ, સરસ ધામ,
સુખ શીરે છવાયું રે. શાંન્તી૰
પક્ષીના સ્વરે, અમૃત પાન પાયુંરે,
ન મળે કાંન્ત, શીતળ શાંત, ભ્રમર ભ્રાંત, મળી એકાંન્ત,
વાસમાં ધાયુંરે. શાંન્તી૰

(રાગ સીતાજીના મહીનાનો)

સુંણુ શાણી શકુન્તલા બેન, ધીરજ ધર મનવીશે,
સ્વામી વીન પડતું નથી ચેન, ખરી વાત તે હશે;
મન ગમતો શોધી લેશું કંથ, કાચી કળી છો તમે,
મોંઘો મધુકર ગોતી મહંત, ઘડી ઘડી દીલ ગમે.
જેની સાથે મેળવવો જીવ, પરખ પોતે સર્વદા;
બ્રહ્મા વિષ્ણું અને સદાશીવ, રક્ષા કરશે સદા.

શકુન્તલા—(આવોને નંદલાલ રમવા આવોનેરે-એ રાહ)

સુંની સ્વામી વીણુ બાગરે, સુંની સ્વામી વીનાની;
સદા અખંડ સૌભાગરે, સુંની સ્વામી વીનાની.
જોર કરે છે જોબન કેરી કળીઓ, મોંઘો મધુકર કયાં ન મળીઓ;
તનડાંનો તાપ ન ટળીઓરે, સુંની સ્વામી વીનાની.
ચંપે વીંટાણી છે નાગરવેલી, દાડમ દ્રાક્ષ ચંબેલી ખીલેલી;
મન બળતે પુળી મેલીરે, સુંની સ્વામી વીનાની.
સંસારનું સુખ એજ છે સારૂં, પ્રીતમ વીણુ કોઈ નથી પ્યારૂં.
મનડું મુંઝાય છે મારૂંરે, સુંની સ્વામી વીનાની.

અનસુયા— (રાગ—કેરબો.)

સાંભળ શાણી સૈયર મારી, તારી વાત સાચીરે.
તારી વાત સાચીરે, જોબન કળીઓ કાચીરે. સાં૦
ઉતાવળે નહીં આંબા પાકે, રાખો શાન્ત સ્વભાવ;
ધીરજનાં ફળ મીઠાં આવે, દીલની છો દરીઆવ. સાં૦
નાગરવેલી નમી પડી છે, શોધી ચંપા છોડ;

પ્રેમી પાત્ર તપાસી પુરા, કરજે મનના કોડ. સાં૦
આ ઘડીએ એ વાત કરે તે, મળવો છે મુશ્કેલ;
કૃપાસીંધુની કૃપા હોય તો, રેલે સુંદર રેલ, સાં૦
અનંગ અંગે બહુ ઉછળે તો, કરજે પ્રેમ વિલાસ,
ઠંડા જળથી સ્નાન કરીને, બેસ અમારી પાસ. સાં૦

**શકુન્તલા—** (નિશ્વાસ નાંખી-) **આશાગોડી.**

ધાર્યું ધણીનું થાશે ધરાપર, ધાર્યું ધણીનું થાશે—(એ ટેક).
બનવા કાળે તેજ બને છે, ગતી પ્રભુની પ્રકાશે. ધરાપર.
અનુભવી જનને આનંદ લેવો,સુખદુઃખ દેહ છવાશે. ધરાપર.

દુષ્યન્તને બાગમાં પ્રવેશ કરતો જોઈને—

**શકુન્તલા— લીતાળી ચોપાઇ.**

અનસુયા સાભળ કહું વાત, પેલો કામ પુરૂષ છે સાક્ષાત;
કોમળ કાંન્તી રૂડા સ્યામ કેશ, વળી જોબન બાળુડે વેશ.
તેની ચક્ષુ સુંદર દીસે તેજ, અતી આનંદ આપે છે એજ;
કાચું કાળજું મારૂં આ કોર્યું: ચોંપે ચીતડું મારૂં ચોર્યું.

**અનસુયા-(કનગવા મોરા કરસે સરક ગયોરે—એ રાહ)**

તું સાંભળ મારી બેની એની વાત કહુંરે
પુછી ગાછી પાત્ર તપાસું, તેની પાસે જઉરે. ટેક.
કામ કુવર છે પ્યારોરે, મુળ એ વીચાર છે મારોરે;
જે સાથ જશે જન્મારો, આવે છે સુખનો આરો;
તો અર્થ સુધરશે તારો, તો હું ખુશી થઉરે.—સાંભળ તું.

**દુષ્યન્ત— (નિંબલ શત્રુ સબળ રાજયપર—એ રાહ)**

કુંજન વન કોકીલા બોલી, તું તું વૃક્ષ કીલોલ કરે;

બુલ બુલ કેરૂં બાળ મનોહર, મારૂં મન લલચાવી હરે—ટેક.
નહીં ઢાલ સમશેર કટારી, વીજ તણો શું ચમકારો;
ભ્રમીત થયો છું ભુપતી આજે, મદન પીડે દુશ્મન મારો. બું.

**દુષ્યન્ત—** (અરે ભાઈ હવે તું કે'—એ રાહ.)

જગકર્તા, પુરો આશા, નમું છું નાથ, જોડી બે હાથ,
તરૂણ છે બાગ, પુષ્પો છે અથાગ, રૂડા પક્ષી રાગ, અખંડ સૌભાગ
જોબન વેલી, રેલી છે અંગ, અતી ઉછરંગ, કરાવો સંગ;
તેના મતવાલી શું રંભા, કદળ સ્થંભા, જોબન જંઘા.

**દુષ્યન્ત—** (ચાલ ચાલ દુર થા—એરાહ.)

પ્રાણ પ્યારી હરતી,
વિભુરીનો ચકાર, કોરે કલેજું અપાર, કાપે છે નેંના કટાર;
નિશ્ચે લેવી નાર, અપ્સરાનું બચ્યું આણે ઠાર. પ્રાણ૦
અધર પ્રવાલી, ગુલાબ લાલ ગાલી,
પ્રાણ પ્યારી જો મળે, આ કુંજની કળી;
ચંપો નાગરવેલ મળી, સુંદર પ્રકર્ત્તી. પ્રાણ૦

**શકુન્તલા—** **બનજારો.**

આ લતા મંડપની માંહીં, કર ભમર ગુંજારવ આંહી—ટેક.
હે મધુકર ભૂલો પડીયો, જો પુષ્પ પરખી પાંખડીયો;
પછી બેસ કળીપર ચહાઈ;—આ લતા મંડપની માંહી.
તું ડર નહીં ટોલર કળીયો, મધુરી સુગંધ લઈ મળીયો;
સુખ શીર રહ્યું જ છવાઈ,—આ લતા મંડપની માંહી

**દુષ્યન્ત—** **સોરઠની ગજલ.**

આકાશમાંથી ઉતરી, આવી વળી શું આ વને,

છળવા જનોનાં ચીતડાં, કોરે કલેજું અહીં કને— ટેક.

છે આજ હંસગતી કહાવીશું, અંગ અનુકે દામની;

કટી કેસરી, કુચ પુષ્પ ગોટા, કમળ મુખ જે કામની આ.

મૃગ ચક્ષુ ચપળ ચકોર, વેણી શ્યામ કેશ છટાવતી;

ચંદન તણે વૃક્ષે સપાટા, નાગ મારે છે અતી. આ.

હે કમળ તારી વાસના, લેવા મધુકર આવીયો;

તું આપ અભય વચન, વાલમ, મોતીજન વરસાવીયો. આ.

**શકુન્તલા— રાગ સદર.**

પૃથ્વીની અંદર પાત્ર શોધું; આજ નજરે આવીયું:

વાલમ મળ્યા મન માનતા, આ અમર તરૂવરાવીયું—ટેક

પારસમણી ભેટી પલકમાં, લોહ કાયા કનક બની;

સુંદર દીપાવો બાગ, હર્ષ માગું શીરમણી પૃથ્વી.

ઈચ્છા પુરો આપો વચન, આ ઉમર બાળે વેશ છે:

આ દંપતી હરનીશ દીપાવો, અંગમાંહી ઉજેશ છે-પૃથ્વી.

રાક્ષસ તણી છે રાડ વનમાં, ચીત્ત અંદર ચેતજો;

છે નિર્દયા એ અસુરટોળાં, પુરણ જાણો પ્રેતજો. પૃથ્વી.

**દુષ્યન્ત— (ક્ષત્રી કલંક કેમ લેશેરે—એ રાગ.)**

પ્રાણ વલ્લભા એ શું બોલ્યા વાત, રાક્ષસો રોળી મારૂં રણેરે.

હજી દેખાડયો નથી મેં તો હાથ. ખોટું ન થાવું એક ક્ષણેરે.

કરવા આવ્યો છું રૂખીની રક્ષાય. રાક્ષસો.
વીણી દુષ્ટ અસુર મારૂં આંય. ખોટી૦
દુષ્ટો લેશે શું રૂષી કને દંડ, રાક્ષસો૦
ચોંપે છેદી કરૂં સતખંડ, ખોટી૦
સાપ બેઠાં દીપક બળે કેમ, રાક્ષસો૦
રાખી છે હજુ સુધી મેં રેહેમ, ખોટી૦
જ્યારે છંછેડશે નાગ વીકાળ, રાક્ષસો૦
ઝેરી નીકળશે અગ્ની તણી જ્વાળ, ખોટી૦
બાળી ભસ્મ કરીશ અસુર, રાક્ષસો૦
ભણ્યો મંત્ર વીદ્યા ભરપુર, ખોટી૦
લઈશ પાપીના પલકમાં પ્રાણ, રાક્ષસો૦
પ્યારી મારી માનો સાચી વાણ, ખોટી૦
હણી દુષ્ટને આવીશ આંહ્ય, રાક્ષસો૦
રામા આપોને મુજને રજાય, ખોટી૦

દુષ્યન્ત— (રાગ. ગોપીચંદનો.)

જુધ્ધ કરૂં જઈને, અસુર મારીને આવીશ હું અહીં.

શકુન્તલા—પ્રીય પ્રાણનાથ હું, નીમીષ તમને જવા દઉં નહીં. ટેક
હાથ હીરલો પડયો હોંશથી, છોડું નહીં હે સ્વામ,
લતા મંડપમાં લાલચ આપી, કરો કપટનું કામરે. પ્રીય

દુષ્યન્ત—રાક્ષસ દુઃખ રૂષીને દેછે, નવ મૂજથી દેખાય.

નીર્ભય કરવા નીશ્ચે જાવું, માટે કર વિદાયરે. જુવ.

**શકુન્તલા**—દીયો દીલાસા જુઠા સ્વામી, અંગે કરો અફસોસ;
બળતાં વારી નવ નાંખો, કરો નહીં એહોંશરે. પ્રીય

**દુષ્યન્ત**—આવીશ પાછો આંહી ફરીથી, પ્યારી ચતુર સુજાણ;
આપું વચન સત્ય કરી જાણો, ઈશ્વરની છે આંણરે. જુવ.
રાક્ષણીઓ છોકરાં લઈ આવી ગાય છે.

**રાક્ષણીયો**— (કુંવરને હાલહડું વ્હાલું—એ રાહ )
પીટયો મને દુઃખ આપે દાડી;
મરીરે મુંઢ, કરડે તને ભુંડ, અઝડતું ઝુંડ,
આવીયો તું પેટે અનાડી–પીટયો મને દુઃખ આપે દાડી.
એટલામાં રાક્ષસો આવે છે.

**રાક્ષસો**—(મારી તોડી ફોડી દુશ્મન—એ રાહ )
સાંગ ખડગને ભાલા લઈને, લડવા બ્હાદુર થાઓ તૈયાર;
દંડ લેવા છે ઠારમઠાર, બ્રાહ્મણ ક્ષત્રીવર્ણ અઢાર;
નવ આપે તો મારો માર, હાથ ધરો જબરાં હથીયાર;

**વિદુષક**— **ઇંગ્રેજી દાદરો.**
અઝડ બુદ્ધિવાળા થયા, અસુરોના! અંસના;
વનચરોની માફકે છો, સર્વ વંશના;
કાચું કોરૂં ખાઈને, ફીતુર કરતાં ફાવીયા;
દેખ્યા નથી ઝટકામાર, ઝેરીનાગ ડંસના.

વિદુષક ચાબખા:

જુઓ આ રાક્ષસી નારનાં રૂપ, સજ્જનો સાંભળો રહીને ચુપ-ટેક.
ચોખા ઝીણાનાં લીએછે ચીભડાં, બાજરાંનાં લ્યે બોર;
જાર તણાં તો લેછે જાબુંડા, ઘોડે હરાયું ઢોર.—જુઓ.
ઘંટીનો ખીલડો હાથમાં ઝાલી, જેમ ઝોકાં બંધાણી ખાય;
બગાસાં ખાય જાણે દીપડે દાઢી, અફીણ ઉતરી જાય.—જુઓ.
તુવરની દાળના લેછે તરબુચો, સુધરી શીર સરખાય;
બરડ બરડ ચાવે જેમ બકરો, આંખો મીચી તેમ ખાય-જુઓ.

રાજાને આવવાની ઢીલ થવાથી સખીયો પ્રત્યે—

શકુન્તલા— રાગ માઢ.

હે સૈયર સુણને વાતરે, કાચી કળીઓ શું ખીલી.
છે ભીન્ન ભીન્ન તેની ભાતરે, લતા કેવી છે લીલી—ટેક.
ભ્રમર ભુલાવે ભાન શરીરનું, વનવન કરી ગુંજાર;
મોંઘો મધુકર ભૂલો પડયો, શીરનો જે સરદાર—હે સૈયર.
મોર બપૈયા વીરહીત પક્ષી, કોરે કાળજકોર;
વ્રેહ પીડામાં વીંધી નાંખે, ધાડી ઘટા ઘનઘોર— હે સૈયર.
દ્રાક્ષ ચંબેલી ચંપો મરવો, મંજુલ આંબા મ્હોર;
ફળને ફુલ વસંતમાં ખીલ્યાં, નાવ્યા નવલ કીશોર હે સૈયર૦

**સખીયો—( જોડી તમે જોઇ માડી—એરાહ )**

બાઇ અફસોસ કરો શાને—(૨)
રૂષી તણી રક્ષા કરવાને, આવ્યા એ બાને;
કામથી કાળજ તમ ફાટે ; ( ૨ )
ઈશ કૃપાથી આપને મળશે, ધીર ધરો માટે.
એને વિચાર હશે મનમાં ; ( ૨ )
પ્રીતમ પ્યારીને નહીં છોડે વચન દીધું વનમાં
રંગમાં રમશે તે રાણા, ( ૨ )
ઉતાવળે નહીં આમાં પાકે, સમજુ છો શાણાં.
કાચી આ કળીયો કરમાયે ( ૨ )
દીલગીર થાઓ દેહ ન બાળો, કોમળ છે કાએ.

દુષ્યન્ત— **સોરઠની ગજલ.**

હે અપસરાંતું ઉદાશ છોડી, મધુકર આવ્યો માણવા,
લેવા સુગંધી પુષ્પની, આનંદ પ્રીતથી છાણવા.
કરવી ક્રીયા હવે લગ્નની, ભેટે ભ્રમર ઉછરંગથી;
આ ચકોર ચાહે ચંદ્ર મુખને, સુખ મળ્યું તુજ સંગથી

**શકુન્તલા—** ( મેરા ગમકા તરાના—રાગ માઢ )

હે પ્રીતમ પ્યારા, ચીત્ત હરનારા, સમર્યા આપ્યા સાદ.
સુખ અમૃતધારા, કેશર કયારા, નીર્મળ ન્યારા, સમર્યા આ
પ્યા સાદ—ટેક

મીન તલપતું મહાજળ માંહી, સલીલ વિના સુકાય;
ચંદ્રવીના જેમ રજનીસુંની, જોબન ઝાંખુ થાય!
દેખી તમ દારા, વરસોબારા, સુખનાવારા! સમર્યા યાદ સાદ. હે૦

(બંનેનાં ગાંધર્વ લગ્ન થાય છે ને રાજા પોતાની વીંટી શકુન્તલાને આપે છે.)



## અંક ૨ જો.

**રૂષીઓ—(નાથ કૈસે ગજકો બંધ-એ રાહ.)**

નારાયણ નામ નીરંતર લેવું. રાત્રી દિવસ ખુસીમાં રેહેવું--ટેક
ભુલ ચુકથી કદી ક્રોધ કરીને, કડવું વચન ન કેહેવું;
મૃગતૃષ્ણા સુખ આ મહીતળનું, જળ પરપોટાના જેવું--નાર.
કુમકુમ વરણી કાયા કુમુદની, આખર ધુળ છે એવું;
દાનવ માનવ દેવ રૂષીગણ, કાળનું ચક્રછે કેવું.— નારા.
મોક્ષગતી મળવા મનધારો, તપ થકી શાન્તી હું દેવું.
"નાનો" કહેછે નેહ ધરીને, સદા નીરંજન શેવું.— નાર.

રૂષીઓ આશ્રમમાં પેસવા જાય છે તેવામાં—

**આકાશવાણી—(સરકાર રજા દીજીએ—એ રાહ.)**

હે કણ્વ એક ચિત્તથી, રાજાની સુણો વાત;
ગાંધર્વ લગ્ન તો થયાં, શકુન્તલાની સાથ.— હે કણ્વ.
છે ગર્ભ એ શકુન્તલાને, સત્ય જાણજો;
સંદેહ ટાળજો તમે, પ્રીતે પીછાણજો.— હે કણ્વ.

**કણ્વરૂષી— માલીની છંદ.**

ભૂત ભવિષ ભૂમિમાં, કાળ જે વરત માને
ઈશ ગતી નહી મીથ્યા, થાય કે' વાર શાને.

કુંવરી કરૂં વિદાય, સાસરે આજવેળા;
અવર નહીં ઉપાય, લેખ વીધી લખેલા.

(કણ્વરૂષી નદીએ ગયા છે, તેવામાં દુર્વાસા આવે છે, પતીવિરહથી પીડાએલી શકુન્તલાને તેની ખબર નથી તેથી પોતાને માન ન મળ્યું માટે દુર્વાસા ગુસ્સે થઈ શ્રાપ આપે છે.)

**દુર્વાસા—(પ્રમાણિક છંદ.--ઈંગ્રેજી રાહ)**

પતી તજી જશે તને, શકુન્તલા સુણો અને;
ભૂલી જશે લતા વને, ગુમાન તુજ છે મને.
પતીથી લુબ્ધ તું થઈ, ગતી મતી ભુલી ગઈ;
ન આવકાર છે અહીં, વળી હું જાઉ છું વહી.

**શકુન્તલા— (પીયુને તજાવનાર-એ રાહ)**

ચંદ્ર વીના રેણી એવી સુની અરજ,
કાજળ વીણ મૃગનેણી સુંની મળ્યા ન મહારાજ.
શશીવણ ચકોરીસુંની, અંધીપામે એજ.
ચંપાવીના નાગરવેલી, સુંની દીસે સેજ.
પ્રાણનાથ પ્યારાવીના સુંનો લાગે બાગ,
એ વીના આરામ નહીં રૂડા પક્ષી રાગ,
વી ાગી પક્ષી હું, પળે પળે પુકારૂં;

સંસારનું અન્યસુખ, લાગે ન સારૂં,
અધરામૃત લેવા ક્યારે આવે પ્રાણાધાર.
શોધી લાવો શ્રાણી સખી માનું હું આભાર,
શુદ્ધ બુધ ભૂલી સદા, અંધી ચડી આંખ;
ધેને મને ધેરી લીધી, જોગન પામે ઝાંખ,

**સખીયો—(જંગલો જીંજોટી—પંજાબી ઠેકો.).**

થાઓ નહીં નીરાશ એની, સમજું છો તું ડાહીરે, ટેક.
સ્વામી તારો આવશે, આતુર થઈને આંહીરે;
ધીરજ ધાર મન મહીં તું, પુરી થશે આશારે,
દિવસ કાઢ દુઃખકેરા, પાંસરા છે પાસારે.

(પ્રીયવંદા દુર્વાસા પાસે શકુન્તલાના શ્રાપની માફી માગે છે)

**પ્રીયવંદા—(સહીયર દુઃખ શું દાખવું-એ રાગ)**

દુર્વાસા દાશી તમારી છું, પ્રેમે લાગુંછું પાય;
શ્રાપ શકુન્તલા શીર ચડ્યો, કરો નીવારણ કાય. દુર્વાસા.
ક્રોધ સમાવો કૃપા કરી, આપો અભય વચન,
માફ માગીને અરજ કરૂં, પ્રીતે કરજો પાવંન. દુર્વાસા૦

**દુર્વાસા—** રાગ સદર.

શ્રાપ કદી મીથ્યા થાય નહીં, સુંણ શાણી હે બાળ;
બ્રાહ્મણ વાક્ય ફરે નહીં, થાય કોટીક કાળ. શ્રાપ૦

વીંટી રાજાની આપેલી છે, ફરી જોશે રાજન;
આપ નીવારણુ થઈ જશે, માનો સત્ય વચન. આપ૦

રૂષીપત્ની— જીલ્લા ગજલ.

જા વેહેલી જલ્દી સખી તું, હાર ગુંથીને લાવ,
જાય શકુન્લા સાસરે; દીલની છે દરીઆવ;
ચુંટી લાવો કળીયો સારી, પુષ્પ સુગંધી થાય,
લતા મંડપની પાસથી લાવો, ઉંચા છે ફુલ ત્યાંય;
જાઈ મોગરો ને ચંબેલી, ડોલર કળી ઉજેશ;
કણેરને વળી કેતકી સામે, બાગ પ્રફુલીત બેશ.

(પ્રીયવંદા હાર લાવી આપે છે, પછી શકુન્તલાને વળાવતી વખતે.)

રૂષીપત્ની— માણીગર મ્હેલે પધારો.—એ રાહ).

હે શાણી શકુન્તલા બેન, ચાલી તું સાસરે તારે,
નીર ભરાય છે નેણુ, ચાલી તું સાસરે તારે.—ટેક.
ઉછેરી ઉમંગથી, બહુ લડાવ્યાં લાડ;
આખરથી અળગાં થતાં, જાય જ્વાળા અરે બ્રહ્માંડ. ચા.
પરદેશે પંખી જતાં, દીલગીર દીસ પ્રગટાય;
ડાહી થજે તું દીકરી, તારી કોમળ છે શુભકાય. ચાલી
તુજ દેખી દીન કાઢતી, રાંક તણું તું રતંન;
પીચરે છે વિદેશમાં, તારી કાયાનું કરજે જતંન. ચાલી

રોળું ભંગ થયા પછી, મૃગલી તળખે જેમ;
પ્રીતિ રૂપી કુંડ છે, હું તો નાવા તળખુંછું તેમ.ચા.

શકુન્તલા— ( લાવણી ).

દીલગીર નવ થાઓ માત, સુંણો મુજવાત, માહરાતાત ગળગળા થાયે
છે વીધી તણો વિસ્તાર વીશ્વની માંહે.
ઉછેરે માળી બાગ, પુષ્પ અથાગ, પડે પરભાગ્ય, રમે નરનારી;
રહે રાંધનારીને ધુમ સુખ દુઃખકારી,
મુજ જીવપણો મુંઝાય, છોડતાં આંય, કાય કરમાય, કરૂં શું માડી;
હું આપ તણો હુકમ ઉઠાવતી દા'ડી દા'ડી,
જુદા પડવાનો વખત, દેખી આ સખત, લખેલાં લખત, વિશ્વ કર્માયે
મીથ્યા કોઇથી નહીં થાય જગતની માંહે,

પ્રીયવંદા } (સહીયર દુઃખ શું દાખવું—એ રાગ.)
અનસુયા }

શાણી ચાલી તું તો સાસરે, જોડી તોડી અમારી;
તુજ વીણ ચેન પડે નહીં, કોઇની ચાલે ન કારી. શાણી.
આશો પાલવ નીચે આપણે, બેશી કરતાં કીલ્લોલ:
લતા મંડપ તજી લાખનો, ચાલી સ્વામીને મ્હોલ. શાણી.
જોઇતુ કામ જણાવજે, રહેજે સુખમાં સદાય;
બોલ્યું ચાલ્યું કરી માફને, પાછી આવજે આંય. શાણી

**શકુન્તલા—(હાડાજી શું કરો સાહુસઆ.—એ રાગ)**
નવ અકળાઓ શાણી સૈયરો, મેલું છું સાથ તમારોરે; ટેક
આશા પાલવની છાયાં એ આપણે, વહતાં મનના વિચારોરે, ન
પ્રણામ છે પ્યારી વન લતાને, પ્રણામ પક્ષી ન પુકારોરે. નવ
પ્રણામ છે આ રૂષી. આશ્રમને, અજંળ ઉઠવાનો આરોરે,નવ
પીતાજી ને હું પ્રણામ કરૂં છું, માફ કરો ગુન્હો મારોરે. નવ

(શકુન્તલા સાસરે જાય છે, રસ્તામાં શચી તીર્થમાં નાહાતાં વીંટી નીકળી પડે છે તે માંછલી ગળે છે, રૂષીના શ્રાપથી રાજા શકુન્તલાને તજે છે.)



## અંક ૩ જો

મચ્છી માર-(રાગ કેરબો-સોડતીન પૈસે એક મછલી)

બાપા કેરા સમ છે મુને, કામ થયું છે મારૂંરે;
કામ થયું છે મારૂંરે, વેચી પીશું દારૂંરે-(એ ટેક.)
શચ્ચી તીર્થમાં મચ્છી શોધી, ચીરીચોંપે જ્યાર;
મછીથી આ મુદ્રીકા નીકળી, હશી પડયો તે વાર-બાપા૦
આજ જઈ વેચું ચૌટામાં, ઉપજે પૈસા ચાર;
તે ખુદડાનો દારૂં પીશું, બંદાખેલે બજાર-બાપા૦

(બજારમાં વેચવા ગયો ત્યાં કોટવાળ ચોર જાણી રા-
જા પાસે તેડી ગયો રાજા વીંટી હાથમાં લઇને—

દુષ્યન્ત—( સ્વગત ) ( ચંદ્રમુકીને એકલી-એરાહ.)

શકુન્તલા તજી અરે, સદાય વેણુ સાંભરે ;
મધુરી દીલડું હરે, ખરી સતી ધરા પરે.

ભવીષ્યકાળ ભુલવે, મણી વિના ન મૂલવે;
હશી ખુશી કરૂં હવે, દીપાવતી શું ડુલવે.

શકુન્તલા— રાગ કલ્યાણ

મેહેલમાં ચડી, ઉભી ઘડી ઘડી;
પ્રાણનાથ હું તમારી, જોતી વાટડી—ટેક.
દાશી ઉપર દયા કરીને, ભલે પધાર્યા ભૂપ,
આનંદ કેરો ઘન વરસીને, શોભાવે સ્વરૂપ-મ્હેલમાં૦

કોકીલ સુંની આમ્ર વૃક્ષ પર, મુગટ કળાયલ મોર,
પ્રીતમ ભેટયા પ્રેમ ધરીને, જાણે ચંદ્ર ચકોર—મ્હેલમાં૦

દુષ્યન્ત— (ભોપાળી કલ્યાણુ દાદરો.)

તુજ તણી પ્રીતી વીસારી, ભાન ભૂલ્યો છઉં પ્રીયા;
માટે માગું માફ રંભા, કરને કામની ક્રીયા.
પુષ્પ જોબન પાંખડીઓ, ભ્રમર આવ્યો છે ભુવન;
વ્રેહ વાશના લેવાને, મુજ ઈચ્છા પુરી કર મન.

(ઈંદ્રિરાજાની કચેરીમાં વારાંગનાઓ ગાયન કરે છે).

વારાંગનાઓ—(કહાં ગયો શાહજાદો જાની પ્યારા એ રાહ

રહો અવીચળ આપ કચેરી, શોભા અનુપમ સારીરે—ટેક.
ઝવેર જડીત્રો તકતાને ઝુંમર, જળ હળ જ્યોત હજારીરે. રહો.
દુર્જય દાનવ દુઃખ દેવને દે છે, માટે નંખાવો મારીરે. રહો.
સાધુ બ્રાહ્મણુને બહુજ સંતાપે, ચડોને વાર અગારીરે. રહો.
આપ વીના દુઃખ અવર ન ભાંગે, સુરપતી છબી સારીરે રહો.

ઈંદ્રિ— [રાગ—ઈંદ્ર સભાનો]

અરે લાલદેવ સુંણો એક વાત;
જાઓ મૃત્યુ લોકમાં ભલીભાત.
લાવો દુષ્યન્ત રાયને આંય;
રથ બેસાડી લઈ જાઓ ત્યાંય.

દુષ્યન્ત (પીલુની ઠુમરી.)

ઈંદ્ર સુણોને વાત અમારી; ત્રોડયો અસુર ગઢ કૃપા તમારી—ટેક

દુર્જયે દેવને બહુ દુઃખ દેતો, મુસ્તક ઝાલીને નાખ્યો મારી. ઈંદ્ર.

આપ તણે આધારે હરનીશ, અસુરોના નાંખ્યાં છે માન ઉતારી. ઈંદ્ર.

આમસરખું કાંઈ કામ ફરમાવો, દુષ્ટ રાક્ષસોને દીધા સંહારી. ઈંદ્ર.

રજા માગું હવે દેશ જવાની, આપો વંદુ રાય વારંવારી. ઈંદ્ર.

કામ ફતેહ થયું ઈંદ્ર કુબેરનું, ઈશ કૃપા અને આપ આધારી.—ઈંદ્ર.

સાનુમતી— (જનુની જીવોરે ગોપીચંદ-રાય)

રૂષી આશ્રમ રૂડું છે અહીં, રક્ષા કરી છે રાજનજી;

પ્રાયશ્રીત ટાળવા પીંડનાં, દીવ્ય કરીએ દર્શનજી;

રૂષી આશ્રમ રૂડું છે અહીં.

ગો બ્રાહ્મણ પ્રતીપાળ છો, કર્યાં પરમાર્થી કામજી.

સ્તવન કરે સદા શીવનું, ધન્ય મુનીવર ધામજી;

રૂષી આશ્રમ રૂડું છે, અહીં.

જેની સેવાથી વૈકુંઠ જડે, ટળે ત્રીવીધીના તાપજી;

પાપ પ્રલય થાય પલકમાં, શ્રતી શાસ્ત્રની છાપજી.

રૂષી આશ્રમ રૂડું છે અહીં.

માટે પધારો મહીપતી, સઘળો ટાળો સંદેહજી;

રૂષી મંડળ સૌ રાજી થશે, દેખી આપની દેહજી.

રૂષી આશ્રમ રૂડું છે અહીં.

સાનુમતી— ગીતિ.

ભૂપ ભલા મન ભાવે, ભેટી પારસ કનક તણો ક્યારો;
રૂષી સભા ખુશીથી, દેશે આર્શીવાદ બહુ સારો.

(પોતાનો પુત્ર ભરત સીંહને રમાડે છે તે જોઈને.)

દુષ્યન્ત— (જોડી તમેના જોઈ એ રાહ)

આશ્રમે બાળક આ ભમતું (૨)
રૂડે પ્રકારે સીંહની સાથે, કેવું દીસે રમતું;
ઈશ્વરી ગતી તણી રીતો. (૨)
પ્રીત બંધાણી પ્રાણુ હરે છે, બાવનથી બીતો.

શકુન્તલા—(મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ એ રાહ

હે સુંદર સ્વામીનાથ મુગટ શીર મારા;
પ્રીય ભલે પધાર્યા આંહી પ્રાણુનાથ પ્યારા.
થયો મેળો દંપતી આંહી કૃપા ઇશ્વરની;
ભેટી મધુકર શું કમળ ખુશી મનહરની.
હવે અમ સરખું જે કામ હોય ફરમાવો;
આ લતા મંડપની માંહે લીયોને લ્હાવો.

દુષ્યન્ત—

મૃગ નેણી તારાં મધુર વચનથી મુજને;

શાંતીનો ઉગ્યો છોડ સત્ય કહું વ્રુજને.
આ ખીલ્યું જોબન વૃક્ષ, ફળી કરમાએ;
મધુકર મીઠી પુલબાસ, લેવા મન ચાહે.
(ઋષીયો રાજાને આશીર્વાદ આપે છે.)

ઋષીઓ— गीति.

अमर रहो आ देहे, चंद्र सुर्यनी होय सदा सीमा;
सुख संपतने सीद्धि, अवीचळ तपजो राज अवनीमां.
अहरनीश इश्वरनी, कृपा आपपर हजो अमर पद्थी;
जय पामो जगतीमां, चंद्र शुदीनो चडे महा मदथी.
पुर्ण वधे परीवारो, अमरवेळ विस्तार अती पामे;
"नानो" नेहे कहे छे, आश्र वचन छे सदाय आ धामे.

**સર્વ પાત્રો:—** (રાગ કલ્યાણ.)

સર્વને સલામ, પ્રીતે કરી પ્રણામ;
આર્ય સભા ઉછરંગે, પધારો મુકામ— ટેક.
ઋષી તણી રક્ષા કરવાને, ગયા રાય દુષ્યન્ત
છેદન કીધું દૈત્ય તણું દળ, આણ્યો દુ:ખનો અંત—સર્વને.
શકુન્તલાને સુખથી વરીયા, લતા મંડપની માંય.
પ્રેમીજનને પ્રીત બતાવી, રામા દીલ હરખાય— સર્વને.

દેવ સર્વને દુઃખ બહુ દેતો. દુર્જય દૈત્ય મહંત;
આકળાવ્યા ત્યાં ઇંદ્રિરાયને, બોળાવ્યા દુષ્યન્ત— સર્વને.
દુર્જયને દૂષ્યન્તે મારી, વાળ્યું સુરનું વેર;
દેવ તણું ભાંગી પાછા આવ્યા આનંદભેર— સર્વને
શ્રોતા વકતા વાંચનાર સૌ કરો. દીલ દરીયાફ;
"નાનો" નમન કરીને કહે છે, ભૂલ ચુક કરજો માફ-સર્વને.

## અભીજ્ઞાન શકુન્તલા લધુ ત્રીઅંકી

## નાટક સમાપ્ત.

---

## नानालाल वि. मगनलाल.

पुस्तकवाळा.

अमदावाद—गुसापारेखनी पोळ.